નથી તે

સરવને [illegible] ને કોઇ [illegible] સરવને જોય છે તેના માટે [illegible] રહેવાનું કોઇ મકાન નથી પણ પોતાની કુદરતથી હરજગો હાજર છે તેને ખાવા પીવાની જરૂરત નથી બાકી સરવે તેના પેદા કરેલાઓને ખોરાકીની જરૂરત છે તેને કોઇ મારી શકતું નથી તે સરવેને મારી શકે છે, તે પરવરદીગાર તમામ એબથી પાક અને પાકીજા છે એટલે તેને કોઇ જાતનો એબ નથી જેમકે આંધળુ થવું, બીમાર પડવું, જુલમ કરવો વીગેરે તો તે પરવરદીગારનીજ બંદગી કરવી વાજબ અને લાઝીમ છે,

---

# શીરક કરનારને ખુદા નહીં બક્ષે તે આ-યત, અને હ૦ અલી અ૦ ખુદા ન હોવાની સાબેતીની દલીલો.

---

## કાલલ્લાહો તઆલા ઇન્નલ્લાહ લા-

૪૮ મી ...

કદી બખશસે ન..., ...ના ગુનાહ જેને ...હશે તેના ગુનાહ માફ કરી આપશે, અને જે કોઇ ખુદા સાથે શીર્ક કરે તો તેણે બોહ‑તાન બાંધ્યું મોહટા ગુનાહનું, મોઆગેનીન ખુદાની ઝાતમાં શીરક કર‑વો એટલે જે ખુદા વહદહુ લાશરીક તમામ જહાનનો પૈદા કરનાર છે તેને મુકીને ફીરીશ્તાને અથવા સુર્ય કે ચંદ્રને અથવા કોઇ અવલી‑યાને અથવા કોઈ માણસને ખુદા કહેતો તે ખુદામાં શરીક કરવું છે, અને તે તમામ ગુનાહોમાં મ્હોટો ગુનાહ છે, અને ખુદાએ ફરમાવ્યું કે જેના ચાહીશ તેના તમામ ગુનાહ માફ કરી આપીશ પણ શીર‑કનો ગુનાહ માફ નહી કરૂં, શીરક બહુજ સખ્ત અને ... ગુના‑હ છે, હઝરતે રસુલે ખુદા સ૦ હઝરત અલીને ફરમાવ્યું યાઅલી તમોને માનવાવાળા ત્રણ ટોળા થશે તેઓના બે ટોળાં જહન્નમમાં જશે અને એક ટોળું જન્નતમાં જશે, એકતો એ કે જે તારા મરતબાને ઘટાડી નાં‑ખશે અને તારી સાથે દુશમની કરશે તે, અને બીજુ એ ટોળું કે તને ખુદા કહેશે તે, એ બન્નો ટોળાં જહન્નમી છે, અને જે તને પો‑તાનો ઇમામ અને પેશવા જાણશે અને તારી સાથે મોહબ્બત રાખ‑શે તે જન્નતમાં જશે.

હઝરત અલી અ૦ ફરમાવ્યું કે મેં મારા હબીબ હ૦ રસુલે ખુદા સ૦ થી સાંભળ્યું છે કે આપે ફરમાવ્યું કે મોઅમીન દુન્યાથી જાય અને તેના ઉપર તમામ દુન્યામાના રહેનારા જેટલા ગુનાહ હોય તોપણ મોત છે તે તેના ગુનાહોનો કફફારો થશે, અને તે પછી આ ઉપર લખેલી આયત પડયા તેમાં ફરમાવ્યું કે શીરક કરનારને ખુદા માફ નહીં કરે તે સીવાય વાઅલી તારા શીઆહ અને મોહીબ્બોના ચાહશે તેના ગુનાહ માફ કરી આપશે, એક નકલ સાંભળી છે કે એક મોઅમીન ખુરાસાન જતો હતો ત્યાં રસ્તામાં એક એવું ગામ આવ્યું કે તેઓ હઝરત અલી અ૦ને ખુદા કહેતા હતા, અને જે અલીને ખુદા ન કહે તેને મારી નાંખતા હતા તેને ગામમાં ઉતરવા દેતા નહતા, આ બીચારો ત્યાં ફસાઇ ગયો અને ત્યાં રેહવાનું થયું તેથી જાહેરમાં પોતે પણ અલીને અલ્લાહ કહેવા લાગ્યો, તેથી એ લોકો સમજ્યા કે આ પણ અમારી સાથે મળતો છે, કેટલાક દીવસ પછી મજકુર શખસે જેને ઘરે ઉતર્યો હતો તેને પુછયું કે મને એક બાબત પુછવી છે તેનો ખરો જવાબ આપી મારા મનનો શક દુર કરો, ઘરધણીએ કહ્યું કહો એતે શું છે ? તેણે કહ્યું આપણો એતેકાદ છે કે હઝરત અલી ખુદા છે તે ખરીવાત છે એમાં જરા પણ શક નથી, પણ એ આપણા માલીક તમામ જહાનના પૈદા કરનાર હઝરત અલી વીશે કેટલાક કહે છે કે તેઓ નમાઝ પડતા હતા તો એ વીશે શક છે કે એ વાત ખોટી હશે, પણ શા ઉપરથી લોકોએ એવું ખોટું તોહમત મુકયું હશે તે જાણવા ચાહું છું માટે જો આપને ખબર હોય તો બતાવો, તે લોકોએ કહ્યું અરે તું કેવો જાહીલ અને નાદાન છે? કે જે ખરી બાબત અને આપણા મૌલા

આપણા માલીકની લારીફની વાતછે તેમાં તને શક લાવવાનું કારણ શું છે? ખરી વાત છે તેઓ નમાઝ પડતા હતા એટલે સુધી કે રાતના જાગતા અને નમાઝ પડતા અને રોતા અને ગશ થઈ જતા હતા, એટલે સુધી કે નમાઝમાં સીજદાની અંદર તો શહીદ થયા છે, આ શખસે કહ્યું એ તમામ વાત ખોટી છે મારા ધ્યાનમાં આવતી નથી, તે લોકોએ કહ્યું અરે એવું બોલ નહી એ દીન થઇ જઇશ, આ શખસે કહ્યું જો એ ખરી વાત હોય તો તેમાં એક સવાલ ઉતપન્ન થાયછે, તેઓએ કહ્યું તે શું ? આ શખસે કહ્યું તમો બરાબર વીચારીને કહો કે હઝરત અલી નમાઝ પડતા હતા તે કેની નમાઝ પડતા હતા ? તે રાતના ઇબાદત કરતા હતા તો કેની ઇબાદત કરતા હતા ? તેઓ ગશ ખાઇ જતા હતા તે કેના બોકથી ગશ થતા હતા ? આ સાંભળીને ત્યાં બેઠેલા સરવે જણ વીચારમાં પડી ગયા, અને સમજુ હતા તેથી બહુજ ઉંડો વીચાર કરીને જવાબ આપ્યો કે ઓ ભાઇ આમાં તો અમો પણ ગુચવાઇ ગયા કેમકે જો એમ કહીયે કે તે બીજા કોઇની ઇબાદત કરતા હતા તો ખુદા તે શીવાય બીજો ઠરે છે, અને એમ કહીએ કે પોતાની ઇબાદત કરતા હતા તો એતો બનેજ નહી જે ખુદા હોય તેને શી જરૂરત કે પોતાની ઇબાદત કરે, માટે હવે તુંજ આનો ખુલાસો કર, પછી તેણે કહ્યું ખુદા છે તે વહદહુ લાશરીક એકજ છે તે ન જોવામાં આવે છે ન મરે છે ન કોઇનો મોહતાજ છે, અને હઝરત અલી અ૦ તેના બંદા છે પણ મારા તમારા જેવા નહીં તે ખાસ બંદા અવલીયા અને માલીકના એવા પ્યારા કે તેઓને ઘણી સત્તા અને શકતી આપી હતી એટલે સુધી કે મુરદાને

પણ જીવતુ કરતા હતા, આ સાંભળીને તેઓએ પોતાના ઉલટા એતે-
કાદથી તોબા કરી અને ખરો રસ્તો પકડયો, તો અએ મારા મહેર
બાનો જેમ બને તેમ હકરરતા ઉપર મજબુત રહો, અને જે લોકો
હજરત અલી અ૦ ના મ્હોટા મ્હોટા મોઅજીઝા જોઇને એ જનાબને
ખુદા કહે છે તો તેઓની ભુલ છે, જુવો તે વીશે કેટલાક એવા દા-
ખલા આપું છું કે જરા વીચાર કરે તોપણ સમજમાં આવી જાય,
અગર હજરત અલી અ૦ ના જોર ઉપર અજબ થઈ ખુદા કહેતા
હોય કે તેઓએ બે આંગળીથી હજારો મણનો ખૈબરનો મ્હોટો દ-
વાજો ઉપાડી હાથમાં અધર લઈ ખંદકનો પુલ બનાવીને હજારો મા
ણુસોને તેના ઉપરથી પાર ઉતાર્યા, તો હું તમોને તેથી ઘણીજ વ-
ચીત્ર અને અજબ બાબત કહું છું કે હજરતે લુત અ૦ ની કોમે
નીતી વીરૂધ્ધ ખરાબ કૃત્યો કર્યાં ત્યારે ખુદાના હુકમથી તેઓના સા
ગામને ઝમીન સુધાં ઉખાડીને જીબરઇલે ઉંચા કર્યાં હતાં, તો જો
એવી બાબત કર્યાથી ખુદા કહેવાય તો જીબરઇલને ખુદા કહેવા જો
ઇએ, તેમજ હજરત અલી અ૦ થોડીવારમાં હજારો ગાઉ છેટે જતા
તો એ ખબાર હશે કે જ્યારે હજરતે યુસુફ અ૦ને તેઓના ભાઇઓએ
કુવામાં નાખ્યા ત્યારે જીબરઇલને મહેરબાન હુકમ થયો કે યુસુફને બચાવ, તેવખતે
જીબરઇલ સીદરતુલ મુન્તહા એટલે સાતમા આસમાનની પણ ઉપર હતા
ત્યાંથી એટલી ઝડપથી આવ્યા કે હજુ યુસુફ કુવાને તળીએ પહોંચ્યા નહતા
ત્યાં આવીને અધરથીજ બચાવી લીધા તો વીચારો કે એક આસ-
માનથી બીજા આસમાનનું છેટાપણું પાંચસો વરસના રસ્તા જેટલું છે
તો એવા એવા સાત આસમાનનો પથ કે હજારો વરસના
છેટાપણા જેટલો રસ્તો એટલીવારમાં આવ્યા કે યુસુફ અ૦ ને

કુવામાં નાંખ્યા પછી નીકળ્યા અને તળીએ પડવાની પહેલે પહોંચી ગયા તે કેટલી અજાએબ અને બીચીત્ર વાત છે ? તો જો એવા કારણથી હઝરત અલીને ખુદા કહેતા હોય તો જીબરઈલને ખુદા કહેવા જોઇએ. હાસલકલામ જીબરઈલ છે તે હઝરત અલી અ૦ ના ઘરના એક ખાદીમ તરીકેછે, તો જેના ખાદીમને આવી આવી શકતી અને કુદરત છે તો તેના આકા અને મૌલાને હોય તેમાં શી નવાઈ ? આરે ખૈબરનો દરવાજો તો એક દરવાજો હતો, પણ આખી દુન્યાને હઝરત અલી અ૦ એક આંગળી ઉપર અધર ઉપાડીને આસમાન સાથે ભટકાવે તોપણ કાંઇ નવાઇ નથી.



# પૈગંમ્બર અને ઇમામની તાઅરીફ.

જાણવું જોઇએ કે પૈગમ્બર અને ઇમામ ખુદાના તરફથી દીનના રસ્તો બતાવનાર છે; તેઓ તમામ ગુન્હાથી પાક હોયજ, કોઇ પણ નાનો અથવા મોટો ગુનાહ કરેજ નહીં, તેઓ કોઇ ઉપર જુલમ કરે નહિં, અને કોઇનો માલ ખાય નહીં, ગરીબ યતીમ, મીસકીન ઉપર રહમ કરે, અને પોતાની પયગમ્બરી અને ઇમામતની સાબીતી માટે મોઅજીઝો દેખાડી શકે, જેમકે કોઇ કહે તો મુરદાને જીવતો કરી શકે, આપણા દીલની વાત જાણવા ચાહે તો જાણી શકે વીગેરે.



# એક ખોટા ઈમાનની હીકાયત.

જાણવું જોઇએ કે ખરી ખોટી વાત છુપી રેહતી નથી, અહીંયાં એક ખોટા ઇમામની હીકાયત લખવામાં આવે છે.

મનકુલ છે કે એક શખસે દાવો કર્યો કે હું આખર જમાનાનો ઇમામે "મહેંદી" છું અને એવો ફરેબ કર્યો કે તેથી ઘણા લોકોએ તેને કબુલ કર્યો એટલે સુધી કે તે શેહરનો બાદશાહ પણ તેના ફંદામાં આવી ગયો અને તેને ઇમામે મહેંદી કેહવા લાગ્યો, પણ બાદશાહનો એક દામાદ (જમાઇ) મોહટો આલીમ હતો તેણે તેની તાબેદારી કરેલ નહીં તેથી તે ખોટા ઇમામના દીલમાં દગદગો રેહતો હતો કે આલીમ છે તે આખર મારા ફરેબને ઉઘાડો પાડી આપશે તેથી તેનો ઇલાજ કરવો જોઇએ એવા ખીયાલથી એક દીવસે બાદશાહને ખુબ માન આપીને કહયું કે તમામ જણાઓએ મારી તાબેદારી કરી પણ તારા દામાદે હજી સુધી મારી મુલાકાત પણ લીધી નથી.

આ સાંભળવાથી બાદશાહને બહુજ ગુસ્સો આવ્યો અને પોતાના દામાદને કાગળ લખ્યો કે હૈફ છે તારા ઇલમપર કે ઇમામ આલયહીસસલામે જહુર ફરમાવી તે હજી સુધી તુ એને મળવા આવ્યો નહીં અને બયેઅત કરી નહીં માટે હવે જો સુસતી કરી તો જાણજે કે તારી જાન ગઇ.

જ્યારે આવી ધમકીનો કાગળ આલીમ પાસે ગયા તો આલીમે જવાબ લખ્યો કે લોકોની સામે બયેઅત કરતા મને શરમ થાય છે માટે જુમ્માને દીવસે આગર નમાઝની બાદ મસજીદના મીનારા પર તમો તથા ઇમામે સાહેબ આવો તો હું ત્યાં આવીને બયેત કરીશ.

આ મુજબનો જવાબ જવાથી ઇમામ સાહેબે અને બાદશાહે બંનેએ કબુલ કરયું અને વાયદા મુજબ બંને જણ મીનારાપર જઇને બેઠા અને આલીમ પણ પોતાના વાયદા મુજબ નેમેલ વખતે હાજર

થયા અને પોતાની સાથે એક તાવીજ લખીને લેતા ગયા હતા, પછી બાદશાહની પાસે બેસીને વાતો કરવા લાગ્યા અને તાવીજ પગની નીચે દાબીને બેઠેલ અને તે તાવીજમાં એવો અસર હતો કે તેના સબબથી બાદશાહ અને ખોટા ઈમામને નજરે આવ્યું કે જમીનથી તુફાનની જેમ પાણી જોશ મારીને ઉંચુ થવા લાગ્યું એટલે સુધી કે થોડીવારમાં એવું દેખાવા લાગ્યુંકે તમામ શેહર પાણીમાં ગરક થઇગયું અને પાણી ઉપર વેહવા લાગ્યું અને એટલે ઉંચે પાણી પહોંચ્યુંકે મસજીદના મીનારા સુધી ગયું અને ઇમામ સાહેબનો ચેહરો બીકને લીધે પીળો થઇ ગયો ત્યાં એક કીશ્તી દેખાણી અને આવીને મીનારા પાસે લાગી ગઇ, તે વખતે બાદશાહે ચાહયું કે જલદીથી તેના પર બેસી જાય એ જોઇને આલીમે બાદશાહનો હાથ પકડી લીધો અને કહયું કે અએ સાહેબ પેહલે તો ઇમામની જાન બચાવવી જોઇએ.

(ભાવતુ હતુ અને વળી વૈદે કહયું) ખોટા ઇમામ સાહેબ તો ઝટપટ ઠેકડો મારીને કીશ્તીમાં બેસી ગયા ત્યાં આલીમે તે તાવીજ પગની નીચેથી કાઢી લીધું કે તરત પાણી ઉપર તરતી કીસ્તી દેખાતી ગૈબ થઈ ગઇ અને ઇમામ સાહેબતો મીનારા પરથી ઠેકડો મારીને કીશ્તીપર બેઠેલા પણ કીશ્તીને બદલે ભોંય જમીનપર પડીને રેજા રેજા થઇ ગયા

તે વખતે આલીમે બાદશાહને કહયું કે કેમ સાહેબ જોયું ! અગર આ સાચો ઇમામ હતે તો એટલું પણ ન જાણતે કે આ "તીલેસ્મ" થી પાણી અને કીશ્તી બનાવી છે અને હકીકતમાં કાંઇ નથી અને ઇમામ તો તમામ ઈલમથી વાકેફ હોય છે

મતલબ એકે ખોટા ઇમામની સાબેતી કરી આપી.

# ૧૧૮૧ મોઅમીનની પીછાનત.



જાણવું જોઇએ કે જે શખસ ખુદાને એક કરી જાણે, ખુદાને આદીલ જાણે પયગમબરોને બરહક જાણે ઇમામોને ઓળખે અને બરહક જાણે અને મરવા પછી કયાગત થશે એટલે ખુદા સરવેને ફના કરીને પાછા જીવતા કરશે અને તમામને નેકી બદીનો બદલો આપશે તે દીવસને બરહક જાણે આ પાંચ ચીજને સાચા દીલથી! માને તે મોઅગીન કહેવાય પણ બરાબર "મોઅમીન" કયારે કહેવાય ? જ્યારે ખુદા રસુલ અને ઇમામોના હુકમ પ્રમાણે ચાલે નમાઝ રોઝા વીગેરે કામ બજાવી લાવે વી૦



## કલેમાહ.



લાએલાહ ઇલ્લલ્લાહ, મોહમ્મદુર રસૂલુલ્લાહ અલી-ય્યુન, વલીયુલ્લાહ, વસીયો રસૂલિલ્લાહ.



## ✻ કલેમાહની માઇના. ✻



"લાએલાહ ઈલ્લલ્લાહ" યાને બંદગીની લાયક ખુદા સીવાય બીજું કોઇ નથી.

"મોહંમ્મદુર રસુલુલ્લાહુ" યાને હઝરત મોહમ્મદ મુસતફા સલ્લલ્લાહો અલયહે વ આલેહી વસલ્લમ ખુદાના પયગમ્બર છે એટલે ખુદાના તરફથી આપણને દીનનો રસ્તો બતાવનાર છે

"અલીયન વલીયુલ્લાહુ" યાને હઝરત અલી અલયહીસ સલામ ખુદાના તરફથી પયગમ્બરના બાદ તમામ દુન્યાના હાકીમ અને ઇમામ છે.

"વસીયો રસુલિલ્લાહુ" યાને પયગમ્બરના વસી બરહક છે એટલે આપણા પયગમ્બર હઝરત મોહમ્મદ મુસતફા સ૦ની બાદ બાર ઇમામ થયા છે તે સાચા છે.

# બાર ઇમામના નામ.



**પહેલા** ઇમામ જનાબે અમીરુલ મોઅમેનીન હઝરત અલી અલયહીસ સલામ.

**બીજા** ઇમામ હઝરતે હસન અલયહીસ સલામ.

**ત્રીજા** ઇમામ હઝરતે હુસયન અલયહીસ સલામ

**ચોથા** ઇમામ હઝરતે ઝયનુલ આબેદીન અલયહીસ સલામ,

**પાંચમા** ઇમામ હઝરતે મોહમ્મદ બાકર અલયહીસ સલામ.

**છઠા** ઇમામ હઝરતે જાફરે સાદીક અલયહીસ સલામ.

**સાતમા** ઇમામ હઝરતે મુસા કાઝીમ અલયહીસ સલામ.

**આઠમા** ઇમામ હઝરતે અલી રઝા અલયહીસ સલામ.

**નવમા** ઇમામ હઝરતે મોહમ્મદ તકી અલયહીસ સલામ.

**દસમા** ઇમામ હઝરતે અલીયુન નકી અલયહીસ સલામ,

અગીયારમા ઇમામ હઝરતે હસન અસકરી અલયહીસ સલામ.
બારમા ઇમામ હઝરતે મોહમ્મદ મહેદી સાહેબુઝ્ઝમાન, અલયહીસ સલામ.



# આ ઝમાનાના ઇમામ.



જાણવું જોઇએ કે આ ઝમાનાના ઇમામ ઉપર લખેલા બારમાં ઇમામ છે તેઓ ખુદાના હુકમથી ગેબ છે એટલે છુપેલા છે ખુદાની એવીજ મરજી કે બાર ઇમામજ દુન્યામાં કરવા અને બારમા પછી તેરમો ઇમામ ન કરવો, અને બારમા ઇમામ જો જાહેર રહેતો ચાલું ઝમાનામાં ખુદાની કેટલીએક મસલેહતથી ઉલટું થાય તો તેણે પોતાની મસલેહતથી તેઓને હાલ છુપીને રેહવાનો હુકમ આપ્યો છે પણ તેઓ કોઇ કોઇ જરૂરી કારણસર લોકોને દેખાવ આપે છે, તે બયાન લંબાણ હોવાથી આ જુજ પાનાની કીતાબમાં લખતો નથી, અને જે વખતે ખુદાનો હુકમ થશે ત્યારે બારમા ઇમામ ઝાહેર થઇને તમામ દુન્યાને શીઆ ઇશના અશરી એક દીન કરશે અને કેટલે વરસ સુધી રાજ્ય કરશે બાદ પછી કયામત આવશે.



# બંદગીનું બયાન.



હવે બંદગી કેવી રીતે કરવી અને બંદગીમાં શું શું વાજીબ છે તે તપાસ કરતાં કુરઆન અને હદીસથી માલુમ પડયું કે હમેશાં પાચ

વખત નમાઝ અને તે શીવાય રોઝા ઝકાત ખુમ્સ હજ વીગેરે કેટલીક ચીજો વાજીબ છે, આ કીતાબમાં ફક્ત ટુંકામાં વઝુ, ગુસલ, નમાઝ વીગેરેના મસાએલ વાજીબ અને સુન્નત જુદા જુદા ન લખતા ફક્ત વઝુ ગુસલ કરી નમાઝ પડતા આવડે તેમ **"જનાબે હુજજતુલ ઇસલામ નાઇબે ઇમામ જનાબ સઇયદ મુસ્તફા સાહેબ કીબલઓ કાઅબા મુજતહેદે ઝમાન મદ્દઝીલ્લહુલ આલી લખનઉવાળાના"** રીસાલા મુજબ લખ્યા છે,

જાણવું જોઇએ કે હર ઇનસાનને જરૂર છે કે પોતાના પેદા કરનાર માલીકો મુખતાર ખુદાની બંદગી કરે અને બંદગીમાં હમેશા પાંચ વખતની નમાઝ વાજીબ છે.

કુલ વાજીબ કામ નમાઝ રોઝા વીગેરે દીકરાને પંદર વરસ પુરા થવાથી અને દીકરીને નવ વરસ પુરા થવાથી વાજીબ થાય છે અને વરસની ગણતરી સીવાય એટલે મજકુર પંદર અને નવ વરસની પહેલાં પણ કેટલીક ચીજથી નમાઝ વી૦ વાજીબ થાય છે.

નમાઝ પડવામાં ઘણો સવાબ છે તેમજ ન પડવામાં ઘણો અઝાબ છે, પાંચ વખતની નમાઝ પડતાં આશરે અડધી કલાક લાગે છે તો આખો દીવસ અને રાતમાં અરધી કલાક કયા હીસાબમાં છે? અગર વાતોના તડાકા મારવા લાગીએ તો બે કલાક નીકળી જાય, તો નમાઝ ન પડવી તે કાંઇ વખત માટે નથી કે વખત ન મળતો હોય પણ ખરૂં પુછો તો મોટું કારણ નમાઝ ન પડવાનું **આળસ** છે, માટે આળસને માથા ઉપર ચડાવી ખુદાનો હુકમ તોડી ખુદાને નારાજ કરી અઝાબની અંદર દાખીલ થવું તે બહુજ ભુલ ભરેલું શેતાનના ધોખાનું કામ છે માટે કોઇ પણ વખત નમાઝ કઝા કરવી નહીં.

નમાઝ એવી ચીજ છે કે "આકા ઇમામ હુસયન" અ૦ પણ કરબલાના મેદાનમાં શહીદ થતી વખતે શીમર મલઉનની પાસે નમાઝ પડવાની મોહલત માંગી; અને તે વખતે હઝરતનો એવો હાલ હતો કે તે યાદ કરીએ તો દીલ ભરાઇ આવે છે. "આહ આહ અફસોસ" હઝરતે કયા કયા વખતમાં નમાઝને યાદ કરી ? જે વખતે ભાઇ, ભત્રીજા, ફરઝંદ, અસહાબ. તમામ શહીદ થઇ ચુકયા હતા, તમામના દાગ, દીલની અંદર લાગેલા હતા, તેવા વખતમાં નમાઝને ભુલ્યા નહીં અને પાણી ન હોવાથી માટી ઉપર તયમમુમ કરીને નમાઝ પડયા. તો અફસોસ છે એ શખસના હાલ ઉપર કે જે શીઆહનો દાવો કરે અને નમાઝ ન પડે, તો આકા હુસેન અ૦ તેનાથી કેમ રાજી થશે ?

નમાઝ પડવાથી કાંઇ ખુદાને પોતાનો ફાયદો નથી તેમ ન પડવાથી કાંઈ તેને નુકશાન નથી, પણ નમાઝ પડવામાં અને ન પડવામાં જે ફાએદા અને નુકસાનછે તે નમાઝ પડનાર અને નહીં પડનાર માટેછે.



# નમાઝ પડવાનો સવાબ.

નમાઝ પડવામાં ઘણો સવાબ છે તેમાંથી ટુંક એકે જામેઉલ અખબાર વીગેરેમાં મનકુલ છે કે એક નમાઝ હઝાર હજ કરતાં બેહતર છે અને એક હજ દુન્યા અને તેની અંદરની તમામ નેઅમતો કરતાં બેહતર છે. અને નમાઝ તમામ ઇબાદતો કરતાં અફઝલ છે.

તોહફએ આઉગદીયામાંહ છે કે દરેક નમાઝને વખતે એક

ફીરીશ્તો ખુદા પાસેથી નમાઝ પડવાવાળાઓ માટે એક સનદ લીએછે.

સુબહની વખતે મોઅમેનીન ઉઠી વઝુ કરીને નમાઝ પડે તે વખતે તે ફીરીશ્તો ખુદા પાસેથી સનદ લીએ છે તેમાં લખેલું હોય છે કે હું એ ખુદા છું કે હમેશા રહેવાવાળો છું અએ મારા બંદાઓ તમો મારી પનાહમાં આવો કે હું તમોને પોતાની હીફાઝત અને હીમાયતમાં રાખું; અને તમોને રખડવા ન આપું અને તમારા ગુનાહ ઝોહર સુધી માફ થઇ ગયા;

ઝોહરની નમાઝનો વખત થાય અને મોઅમેનીન ઉઠી વઝુ કરીને નમાઝ પડે, તો વખતે ફીરીશ્તો તેઓ માટે સનદ લીએ છે તેમાં લખેલું હોય છે. કે અએ મારા બંદાઓ મેં તમારા ગુનાહ માફ કરી આપ્યા, અને તેને નેકી સાથે બદલી આપ્યા; અને તમોને મકામે જલાલમાં જગ્યો આપી

અસરની નમાઝનો વખત થાય અને બંદાઓ વઝુ કરી અસરની નમાઝ પડે તે વખતે તે ફીરીશ્તો સનદ લીએ છે તેમાં લખેલું હોય છે કે હુ ખુદાએ બુઝરગવાર છું, અએ બંદાઓ મેં તમારા અંગને જહન્નમની આગ ઉપર હરામ કરયું, અને તમોને નેકલોકોના મસકનમાં જગ્યો આપી, અને ખરાબ લોકોની બદીથી તમોને છેટે રાખ્યા.

મગરીબની નમાઝનો વખત થાય અને બંદાઓ વઝુ કરીને નમાઝ પડે છે તો તે ફીરીશ્તો તેઓ માટે સનદ લીએ છે તેમાં લખેલુ હોય છે કે હું ખુદાએ બેનયાઝ અને બુઝુરગછું, અએ મારા બંદાઓ તમારી પાસેથી ફીરીશ્તા રાજી થઇને આવ્યા છે તો મારા પર હક છે કે હું તમોને રાજી કરૂં અને કયામતને દીવસે તમારી ઊમેદો પુરી કરૂં.

ઇશાની નમાઝનો વખત થાય અને બંદાઓ વઝુ કરીને નમાઝ પડે છે તે વખતે પણ એ ફીરીસ્તો સનદ લીએ છે તેમાં લખેલુ હોય છે કે હું એવો ખુદાછું કે મારા શીવાય બીજો કોઇ માઅબુદ નથી અને મારા શીવાય કોઇ પ વરદીગાર નથી, અએ મારા બંદાઓ તમોએ પોતાના ઘરમાં વઝુ કરયું અને મારા ઘરમાં આવી મારા ઝીક્રમાં મશગુલ થયાં અને તમોએ મારો હક અદા કર્યો અને મારી ફરઝ બજાવી લાવ્યા; અએ ફીરીશ્તા તુ અને તમામ મલાઇકાઓ ગવાહ રહો કે હું એ લોકોથી રાજી થયો.

# નમાઝ ન પડવાનો અઝાબ.



નમાઝ ન પઢવામાં ગુનાહે કબીરા છે બલકે હલાકતમાં પડે છે "તારેકુસ્સલાત" મલઉન છે અને તેની કોઈ ઇબાદત કબુલ થતી નથી વીગેરે ઘણા ગુનાહ છે.

તોહફએ અહમદીયામાં છે કે જામેઉલ અખબારમાં હઝરત રસુલે ખુદા સ૦ થી મનકુલ છે કે જે કોઇ તારેકુસ્સલાત (નમાઝ ન પડે તે) ની ખાવાના એક લુકમાથી અથવા એક કપડાથી મદદ કરે તો એવું છે કે જાણે તેણે સીત્તેર નબીયોને કતલ કર્યા કે તેઓમાંના પહેલાં હ૦ આદમ અ૦ અને છેલ્લા હ૦મોહમ્મદસ૦ હોય ઉપરાંત બીજી ઘણી હદીસો વારીદ થઇ છે એટલે સુધી કે નમાઝ ન પડે તે ઝીના કરનારથી ખરાબ છે.

# નમાઝના વખતનું બયાન.



જાણવું જોઇએ કે જે પ્રમાણે નમાઝના વખતનું બયાન કીતાબોમાં લખ્યું છે તે પ્રમાણે લખીયે તો સમજવું મુશકેલ થાય, તેથી તેનો ખુલાસો લખ્યો છે, વધારે ખુલાસાથી ઘણા મસાએલ મખઝનુલ મસાએલમાં છે.

હમેશાં પાંચ વખતની નમાઝ સતર (૧૭) રકાત છે.

"સુબહ" ની બે રકાત "ઝોહર" ની ચાર રકાત "અસર" ની ચાર રકાત "મગરીબ" ની ત્રણ રકાત "ઈશા" ની ચાર રકાત.

"સુબહ" એટલે ફજરની નમાઝનો વખત સુબહ સાદીકથી તે સુરજ નીકળ્યા સુધી છે, સુબહ સાદીક એને કહે છે કે જેને ગામડાના લોક ભળકડુ કહે છે અને તે વખતે ઉગમણી દીશા તરફથી આસમાનના કીનારામાંથી સફેદી નીકળીને ફેલાઈ જાય છે અને ત્યારથી અજવાળું થતું જાય છે, "ઝોહર" ની નમાઝનો વખત, અરધા દીવસના દાએરામાંથી સુરજ જરા ઢળી જાય ત્યારે શરૂ થાય છે મતલબ એકે જેને આપણે બપોર કહીએ છીએ તેના બાદ જરા વખતમાં શરૂ થાય છે, અને મગરીબ થવાને એટલી વાર હોય કે ઝોહર અને અસરની નમાઝ પડી શકાય તો ત્યાં સુધી ઝોહરની નમાઝ અદા પડી શકાય છે, "અસર" ની નમાઝનો વખત ઝોહરની નમાઝ પડી શકાય એટલો વખત ઝોહરનો ગુજરે પછી તરત અસરની નમાઝનો વખત શરૂ થાય છે, અને મગરીબનો વખત થવાને અસરની નમાઝ પડી શકાય એટલો વખત હોય ત્યાં સુધી અસરની નમાઝ અદા પડી શકાય છે.

"મગરીબ" ની નમાઝનો વખત સુરજ અસ્ત થયા પછી જે રતાશ કે ઉગમણી તરફથી દેખાય છે તે મટી જાય અને માથાની સામેથી ગુજરી જાય ત્યારે મગરીબની નમાઝનો વખત શુરૂ થાય છે અને અડધી રાત થવાને ઇશાની નમાઝ પડી શકાય એટલો વખત બાકી રહે ત્યાં સુધી મગરીબની નમાઝ અદા પડી શકાય છે.

"ઇશા" ની નમાઝનો વખત, મગરીબનો વખત થયા પછી મગરીબની નમાઝ પડી શકાય એટલો વખત ગુજરે પછી ઇશાની નમાઝનો વખત શરૂ થાય છે, પછી અરધી રાત થાય ત્યાં સુધી ઇશાનો વખત છે.

અરધી રાતની નીશાની એ છે કે જે સીતારા સુરજ અસ્ત થતી વખતે નીકળે છે તે માથા સામેથી ગુજરી જાય તો સમજવું કે અરધી રાત થઇ.

# વઝુ કરવાનું બયાન.



જાણવું જોઇએ કે જે વખતે વઝુ કરવું તો પહેલે વઝુ કરવાના તમામ ભાગ પાક હોવા જોઇએ, પછી નીય્યત કરે કે વઝુ કરૂં છું નમાઝ વાસ્તે (વાજીબ હોય તો વાજીબ અનેસુન્નત હોય તો સુન્નતની નીયત કરે) પછી "કુરબતન એલલ્લાહ" કહે અગર દરેક વઝુ કરતી વખતે વાજીબ કે સુન્નત કાંઇ ન કહે અને ફકત કુરબતની નીયત કરે તો બસ છે; પછી મોઢાને માથાના વાળ ઉગવાની જગોથી તે દાઢી સુધી લંબાણમાં અને અંગુઠો અને વચલી આંગળીમાં ...

એટલું પહોળાઇમાં ધોવે, પછી જમણા હાથને કોણીથી આંગળીઓના માથા સુધી ધોવે, તેજ પ્રમાણે ડાબા હાથને ધોવે, અને મોઢું અને હાથ ધોવાની હદ બતાવી છે તેથી જરા વધારે ધોવું, કેમકે જે જે જગો ધોવાની છે તે જરા પણ અધુરી ન રહે, પછી આગળના માથાતો મસાહ કરે એટલે જમણી હથેળી આગળના માથાપર રાખીને જરા ખેંચે, પછી જમણા હાથથી જમણા પગનો અને ડાબા હાથથી ડાબા પગનો મસહ કરે એટલે પગની આંગળીઓ ઉપર હથેળી રાખીને ઉપરના જોડ સુધી ખેંચે, અને મસાહ કરે ત્યારે હાથ ભીનો હોવો જોઇએ કે હાથનીજ ભીનાસથી પગ અને માથાનો મસાહ કરવો જોઇએ, અગર હાથ સુકાઇ ગયો હોય તો વઝુ બાગમાં જરા ભીનાસ હોય ત્યાંથી લઇને મસાહ કરે

વઝુનું પાણી પાક હોવું જોઇએ, અને ખાલીસ એટલે પાણીમાં બીજી કાંઇ ચીજ મળેલી હોવી ન જોઇએ અને વઝુ તથા ગુસલના બાગમાં કોઇ ચીજ જે પાણીને પહોંચવાથી અટકાવ કરે જેમકે ચીકાશ મીણ વીગેરે તો તેને કાઢી નાખે. [illegible] કરે ત્યારે મોઢું હાથ ઉપરથી નીચે ધોવે, એટલે નીચેથી ઉપર ઉલટું ન ધોવે. મુઝાફ પાણીથી વઝુ ન કરે એટલે ગુલાબનું, કેવડાનું, નારીએલ વગેરેના પાણીથી વઝુ કરે, વગેરે.

---

# વઝુને તોડવાવાળી ચીજોનું બયાન

---

જાણવું જોઇએ કે વઝુ કરવા પછી નીચે લખેલા કારણોથી વઝુ તુટે છે, ૧—પેશાબ કરવાથી ૨—પાયખાને જવાથી ૩—હવા

નીકળવાથી ૪—ઊંઘી જવાથી ૫—દીવાનાપણાથી ૬—ગશી આવવાથી ૭—નીશાથી ૮—પેશાબ પછી ઇસતબરો ન કરયો હોય અને કતરો (ટીપું) પડે તો ૯—૧૦—૧૧—ઓરતોને લોહી આવે છે તે હેજ ઇસ-તેહાજા અને નીફાસનું છે તેથી, ૧૨—મસે મઇયીતથી એટલે મઇયીતને ત્રણે ગુસલ આપવાની પહેલાં અડવાથી ૧૩—જનાબતથી.



# ગુસલનું બયાન.



જાણવું જોઇએ કે વાજીબ ગુસલ છ છે, ૧—જનાબતનું એટલે સોહબત કરવાથી અથવા સ્વપ્નામાં નહવાની હાજત થવાથી વીગેરે કારણથી ગુસલ ચડે તે, ૨—મસે મઇયતનું વઝુમાં બયાન થયું તે, ૩—મઇયીતનું એટલે કોઇ મોઅમીન ગુજરી જાય તો તેને આપવાનું, ૪—૫—૬—હૈઝ, નીફાસ, અને ઇસ્તેહાઝાનું આ ત્રણે ગુસલ ખાસ ઓરતો માટે છે.



# ગુસલ કરવાની રીતનું બયાન.



જાણવું જોઇએ કે ગુસલ વાજીબ હોય અથવા સુન્નત તે કરવાની રીત એકજ છે ફકત નામમાં ફેર છે.

નીચે લખ્યા મુજબ ગુસલ કરે તો પણ થઇ શકે છે.

ગુસલ કરે ત્યારે પહેલે તમામ અંગ બે વખત ધોઇને પાક કરે. અગર અંગમાં કોઇ જાતની નજાસત ન હોય તો પાક કરવાની

જરૂરત નથી પછી જે ગુસલ કરવું હોય તેની નીય્યત કરે જેમકે જનાબતનું ગુસલ કરવું હોય તો નીયત કરે કે ગુસલ કરૂં છું જના-બતનું ખુદાની ખુશી વાસ્તે "કુરબતન એલલ્લાહ" પછી માથુ અને ગરદન ધોવે અને ચારે તરફ નીચેના ભાગમાં જરા વધારે ધોવે અને કાન વીગેરે કોઇ જગો કોરી ન રહે, માથાના વાળ નાચે પણ પાણી પહોંચાડે, બરાબર માથુ અને ગરદન ધોવાઈ જાય ત્યાર પછી જમણી તરફનું અડધું અંગ ગરદનથી તે હાથ અને પગની આંગળીઓને પગના તળીયા સુધી ધોવે, અને જમણી બાજુ ધોતી વખતે ડાબી તરફનું અંગ જરા ધોવે, એટલા માટે કે જમણી બાજુનું અંગ જરા પણ કોરૂં ન રહે, પછી ડાબી બાજુનું અડધું અંગ ગરદનથી તે હાથ અને પગના તળીયા સુધી ધોવે અને ડાબી બાજુ ધોતી વખતે જરા જમણી બાજુ ધોવે અને જમણી અને ડાબી બાજુ ધોવે તો બન્ને વખત શરમની જગો ધોવે કેમકે તેમાં અડધું ધોવું ઠીક ન પડે, તેજ પ્રમાણે ડુંટીને પણ બંને વખત ધોવે. ઉપર લખ્યા પ્રમાણે જો ગુસલ કરે તો ગુસલ ઉતરે છે અગર તેમ ન ધોતા પોતાની ખુશી માફક હજાર હાંડા પાણીથી નહીએ તો પણ ગુસલ નહીં ઉતરે અને નમાઝ બાતીલ રોઝા લાંઘણ થાય છે, માટે ખુદા અને રસુલના હુકમ પમાણે અમલ કરવો જરૂર છે અગર જનાબતનું ગુસલ કરયું હોય તો નમાઝ માટે વઝુ ન કરવું. હા ! અગર ગુ સલ કરવા પછી વઝુને તોડવાવાળી કોઇ બાગત બની હોય તો વઝુ કરવું જરૂર છે.

અને વઝુમાં પાણીનું બયાન થયુ તેમજ ગુસલના પાણીનો હુકમ છે કે પાક વીગેરે હોવું જોઇએ, ગુસલની બીજી રીત પણ છે પણ આ રીત વધારે ઠીક છે.



# તયમમુમ કરવાનું બયાન.



જાણવું જોઇએ કે ગુસલ અથવા વઝુ કરવાથી બીમારીનો ખોફ હોય અથવા વખત તંગ હોય કે વઝુ અથવા ગુસલ કરવાથી વખત નહીં રહે, અથવા પાણી ન મળે વીગેરે કારણોથી વઝુ અથવા ગુસલના બદલામાં તયમમુમ કરીને નમાઝ પડવી જોઇએ, અને નીચે લખ્યા મુજબ અગર તયમમુમ કરે તો પણ બસ છે

જે વખતે તયમમુમ કરે તે વખતે પેહલે નીયત કરે કે તયમમુમ કરૂં છું નમાઝ મુબાહ થવા માટે વઝુને બદલે અથવા ગુસલને બદલે "કુરબતન એલલ્લાહ" પછી બંને હથેળી ભેગી કરીને પાક માટી ઉપર પછાડે પછી બંને હથેળી માથાના વાળ ઉગવાની જગોપર રાખીને નાક સુધી ખેંચે પછી જમણા હાથના કાંડાની જરા ઉપર ડાબા હાથના હથેળા આંગળીઓને આડી રાખીને કાંડાથી તે આંગળીના માથા સુધી ખેંચે, પછી એજ પ્રમાણે ડાબા હાથના કાંડા ઉપર જમણા હાથની હથેળી આંગળીયોને આડી રાખીને કાંડાથી તે આંગળીયોના માથા સુધી ખેંચે તો પણ થઇ શકે છે, અને ગુસલને બદલે તયમમુમ કરે તો એક વખત કપાળના મસાહ માટે તથા બીજી વખત બન્ને હાથના કાંડાના [illegible] માટે હથેળીઓ પછાડે. અગર તયમમુમ માટે માટી ન મળે તો જમીનપર અને જમીન ન મળે તો રેતીપર અને તે પણ ન મળે તો પથ્થર ઉપર તયમમુમ કરે; અગર પથ્થર પણ ન મળે તો ગુબાર ઉપર તયમમુમ કરે વીગેરે.



# અઝાન અને એકામાહનું બયાન.

જાણવું જોઈએ કે જે વખતે નમાઝ પડે તે વખતે પહેલા અઝાન અને એકામાહ કહીને નમાઝ પડે તો ઘણો સવાબ છે.

### અઝાનની રીત નીચે મુજબ

## અઝાન યાને બાંગ તરજુમા સાથે.

**અલ્લાહો અકબરે,** ચાર વખત

અલ્લાહ બુઝુરગ છે.

**અશહદોઅન્ લાએલાહ ઇલ્લલ્લાહ,** બે વખત

ગવાહી આપુછુ હુ એકે નથી માબુદ પણ અલ્લાહ.

**અશહદોઅન્ મોહંમદન્ રસૂલુલ્લાહ,** બે વખત

ગવાહી આપુછું હું તહકીક મોહમ્મદ સ૦ રસુલ છે ખુદાના

**અશહદો અન્ન અમીરલ મોઅમેનીન**

ગવાહી આપુ છું હું તહકીક અમીરલ મોઅમેનીન.

**અલીયન્ હુજતલ્લાહ,** બે વખત

અલી અ૦ હુજ્જતે ખુદા છે.

# હૈય્ય અલસૈલાહ, બે વખત

દોડો નમાઝની તરફ.

# હૈય્ય અલલ ફલાહ, બે વખત

દોડો રસ્તગારી તરફ.

# હૈય્ય અલા ખયરિલ અમલ, બે વખત

દોડો તરફ બેહતરીન અગમાલની.

# અલ્લાહો અકબર, બે વખત

# લાએલાહ ઇલ્લલ્લાહ, બે વખત

નથી ગાઅબુદ પણ અલ્લાહ.

---

## એકામાહ.



એકામાહ અને અઝાનમાં થોડો ફરક છે; એકામાહ અઝાન પછી નીચે મુજબ કહેવી

# અલ્લાહો અકબર, બે વખત

# અશહદો અન લાએલાહ ઇલ્લલ્લાહ બે વખત

અશહદોઅન્ન મોહૅમ્મદન રસૂલુલ્લાહ બે વખત

અશહદો અન્ન અમીરલ મોઅમેનીન

અલીયન હુજતુલ્લાહ, એક વખત

હૈય્ય અલસ્સલાહ, બે વખત

હૈય્યઅલલ ફલાહ, બે વખત

હૈય્ય અલા ખયરિલ અમલ બે વખત

કદકા મતીસ્સલાહ, બે વખત

તહકીક કાયમ થઇ નમાઝ.

અલ્લાહો અકબર, બે વખત

લાએલાહ ઇલ્લલ્લાહ, એક વખત

## નમાઝ પડવાની રીતનું બયાન.

જાણવું જોઇએ કે જે વખતે નમાઝ પડે ત્યારે નમાઝ પડવા- વાળાના કપડા અને અંગ બનતા સુધી પાક હોવું જોઇએ એટલે

કોઇ વખતે અંગ અથવા કપડું નજીસ હોય અને પાક ન કરી શકે તો તેનો હુકમ જુદો છે.

નમાઝ પડે ત્યારે મરદ માટે આગળ પાછળ શરમની જગ્યો છુપાવવી જરૂર છે અને ઓરતો માટે તમામ અંગ છુપાવવું જરૂરછે પણ હાથની હથેળી અને પગના કાંડાની નીચેનો ઉપલો ભાગ ખુલ્લો હોય અને મોઢું ઉઘાડું હોય તો નમાઝ પડવા માટે હરકત નથી.

નમાઝ પડે ત્યારે કીબલાની સામે ઉભુ રહેવું વાજીબ છે અને સીજદો કપડાપર ન થાય અને સીજદો કરવા બેહતર છે કે માટીની મોહર રાખે અથવા લાકડું પણો રાખે ઝમીન ઉપર પણ સીજદો થઇ શકે છે મતલબ એકે ખાવા પીવાની પેહરવા ઓઢવાની ચીજ અને ધાતુ વીગેરેપર સીજદો દુરસ્ત નથી, અને સીજદાની જગો પણ પાક હોવી જોઇએ.

નીયત—જે નમાઝ પડવી હોય તેની નીય્યત દીલમાં કરવી જેમકે સુબહની નમાઝ પડવી હોય તો દીલમાં નીય્યત કરે કે નમાઝ પડુછું સુબહની "કુરબતન એલલ્લાહ" પછી 'તકબીરતુલ એહરામ" કહે એટલે "અલ્લાહો અકબર" કહે, પછી નીચે મુજબ અલહમદની સુરત પડે.

# અલહંમ્દનો સૂરો તરજૂમા સાથે.

## બિસ્મિલ્લાહિર રહ્‌માનિર રહીમ*

શરૂ કરૂછું હું ખુદાના નામ સાથે કે તે રહમાનછે રહીમછે

અલ્હમ્દો લિલ્લાહે રબ્બિલ્ આલમીન*
તમામ તારીફ વાસ્તે રબ્બુલ આલમીનને છે.
અર્ રહમાનિર્રહીમ* માલેકે યવ્મિ-
તે રહમાન રહીમ છે, માલીક છે કયામતના
દ્દીન* ઈય્યાક નઅબોદો વઈય્યાક નસ્-
દીવસનો, અમો ખાસ તારી ઈબાદત કરીએછીએ અને ગામો તારાથી મદદ
તઈન* એહદેનસ્સેરાતલ્ મુસ્તકીમ
ચાહીએછીએ, હીદાયત કર અમોને સીધે રસ્તે,
સેરાતલ્ લઝીન અનઅમ્ત અલયહીમ્
તેઓની રાહ કે જે લોકોને તેં નેઅમતો આપી છે નરાહ
ગૈરિલ્ મગ્ઝૂબે અલયહીમ્ વલઝ્ઝા
તે લોકની કે ગઝબ કર્યો છે ઊપર તેઓની અને નરાહ
લ્લીન * * * *
ગુમરાહોની.

પછી કુલહો વલ્લાહનો સુરો પડે.

# કુલહો વલ્લાહનો સૂરે તરજૂમા સાથે.

## બિસ્મિલ્લાહિર રહ્‌માનિર રહીમ.

શુરૂ કરૂંછું હું ખુદાના નામ સાથે કે તે રહમાન છે રહીમછે.

**કુલહોવલ્લાહો અહદ અલ્લાહુસ્સમદ,**

કહે તુ તે અલ્લાહ એક છે અલ્લાહ બે નયાઝ છે

**લમયલિદ વલમયૂલદ વલમયકુન લહૂ**

નથીજાણ્યોનેજુદાઇને અને ન તેને કોઇએ જાણ્યો છે અને

**કોફોવન અહદ.**

નથાવાસ્તેતેનીબરાબરીવાલોકોઇ.

પછી રૂકુઅમાં જાય એટલે ગોઠણ સુધી હથેળી પહોંચે એટલું નમે પછી રૂકુઅની અંદર બરાબર ઠેરીને નીચે મુજબ ત્રણ વખત કહે તો પણ બસ છે.

"સુબહાનલ્લાહે" આ પ્રમાણે બરાબર ત્રણ વખત પડે અથવા આ મુજબ એક વખત

**સુબહાન રબ્બેયલ અઝીમે વબેહમદેહી** કહે.

પાકીઝા જાણુંછું પોતાના પાળનાર બુઝુર્ગને અને તેની તઅરીફ કરૂછુ.

પછી સીધો ઉભો રહે અને આ પડીને સીજદામાં જાય.

# સમેઅઁલ્લાહો લેમન હઁમેદહ.

જે શખસે અલ્લાહની તારીફ કરી તે તેણે સાંભળી.

સીજદામાં સાત ભાગ જમીન ઉપર રાખવા જરૂર છે, પેશાની એટલે કપાળ બંને હથેળી ગોઠણ બંને પગના અગુઠા એ મુજબ સાતે ભાગ જમીન ઉપર રાખે પણ કપાળને ઉપર બયાન થઇ ચુકેલી ચીજ ઉપર રાખે, પછી બરાબર ઠેહરીને નીચે મુજબ ત્રણ વખત પડે તો પણ બસ છે, "સુબહાંનલ્લાહે" અથવા આ મુજબ એક વખત **સુબ્હાન રબ્બેયલ અઅઁલા વબેહઁમેદહ**

પાકજાણું છું હું મારારબને કેતમામથી ખુબ છે અને તેની તારીફ કરૂં છું

પછી સીજદામાંથી બેઠો થાય અને બરાબર બેસીને આ પડે.

# અસ્તગઁફેરૂલ્લાહ રબ્બી વઅતૂબો એલયહે

બખશીશ ચાહું છું અલ્લાહથી તે મ્હારો રબછે તેની તરફ રજુ કરૂં છું

પછી બીજા સીજદામાં જાય અને પહેલા સીજદાની માફક બીજો સીજદો કરીને બેઠો થાય અને નીચે મુજબ ઉભો થતો થતો પડે.

# બેહઁવેલિલ્લાહે વકુઁવ્વતેહી અકૂઁમો વઅકઁઉદ

ખુદાની કુવ્વત અને તેનીજ મદદથી ઉઠું અને બેસું છું

પછી સીધો ઉભો રહીને પહેલી રકાતની જેમ અલહમદો અને કુલહો-વલ્લાહની સુરત પડીને બંને હાથ ઉચા કરી નીચે મુજબ દુઆ પડે તો બસ છે અને તેને કુનુત કહે છે

રબ્બના આતેના ફિદ્દુન્ય હસનતનં વફિલ

અઅઅમારારબ દેતુ અમોને દુન્યામાં નેકી અને

આખેરતે હસનતનં વકેના અઝાબન્નાર.

આખેરતમાં નેકી અનેબચાવઅમોને અઝાબથી આગના.

એ મુજબ પડીને પેહલી રકાતની માફક રૂકુઅ અને બંને સી-
જદા બરાબર કરીને બરાબર બેસે અને નીચે મુજબ "તશહુદ" પડે

અશહદોઅનં લાએલાહ ઈલ્લલ્લાહો

ગવાહી આપુછું હું કે નથી કોઇ માબખુદ પણ અલ્લાહ

વહદહુ લાશરીકલહૂ વ અશહદો અન્ન

અનેતેએકજછે નથી શરીક વાસ્તે તેની અને ગવાહી આપુછું

મોહમ્મદનં અબ્દોહુવરસૂલોહુ અલ્લાહુમ્મ

તલફીકમોહમ્મદસ૦ બંદા તેના અને રસુલ તેનાછે અએખુદા

સલ્લેઅલા મોહમ્મદે વઆલે મોહમ્મદે.

રહમત મોકલ ઉપર મોહમ્મદ અને આલે મોહમ્મદની.

પછી નીચે મુજબ ત્રણ સલામ પડે તો નમાઝ તમામ થાય.

પહેલો સલામ અસ્સલામો અલયક અય્યો

સલામ થાય આપપર અએ

**હુન્નબિય્યો વ૨્રહ્મતુલ્લાહે વ બરકાતોહુ.**

નબી અને રહમત અલ્લાહની અને બરકતો તેની.

બીજો સલામ **અસ્સલામો અલયના વઅલા**

સલામ થાય ઉપર અમારી અને ઉપર

**એબાદિલ્લા હિસ્સાલેહીન.**

બંદાઓ નેકની.

તીજો સલામ **અસ્સલામો અલયકુમ વરહ્-**

સલામ થાય ઉપર તમારી અનેરહમ

**મતુલ્લાહે વ બરકાતોહુ.**

અલ્લાહની અને બરકતો તેની.

એ મુજબ પડવાથી નમાઝ તમામ થઇ, અને ઝોહરની નમાઝ પડવી હોય તો નીય્યત કરે કે નમાઝ પડુ છુ ઝોહરની "કુરબતન એલલ્લાહ" પછી સુબહની નમાઝ પ્રમાણે બંને રકાત પડે પણ "તશાહુદ" ની બાદ સલામ ન પડે અને જેવી રીતે પેહલી રકાત પડીને જે પડતો પડતો ઉભો થયો હતો તે પડતા પડતા ઉભો થાય અને ત્રીજી રકાતમાં જોઇએ તો ફકત એક વખત અલહમદોની સુરત પડે અથવા નીચે મુજબ ત્રણ વખત "તસબીહાતે અરબાઆ" પડે તો પણ બસ છે, પણ તસબીહાતે અરબાઆમાં બિસમિલ્લાહ પડવી મનાઇ છે તસબીહાતે અરબાઆ આ છે.

**સુબ્હાનલ્લાહે વલ્હમ્દો લિલ્લાહે વલા-**

પાક છે અલ્લાહ અને તમામ તઅરીફ વાસ્તે અલ્લાહની છે અને નથી કોઈ

**એલાહ ઇલ્લલ્લાહો વલ્લાહો અકબરે.**

મઆબુદ પણ અલ્લાહ અને અલ્લાહ બુઝુર્ગ છે.

પછી રૂકુઅ અને બન્ને સીજદા બરાબર કરીને ચોથી રકાત માટે ઉભો થાય અને ત્રીજી રકાતમાં જે પડયો હતો તેજ પ્રમાણે પડી રૂકુઅ અને બે સીજદા કરીને બરાબર બેસે અને જેમ બીજી રકાતમા તશહુદ પડયો હતો તેમ પડીને ત્રણે સલામ પડે તો નમાઝ તમામ થઈ. અને અસર તથા ઈશા એ બન્ને નમાઝ પણ ઝોહરની પ્રમાણે પડે, નીય્યત હરએક નમાઝની જુદી જુદી કરે એટલે ઝોહ-રની પડે તો ઝોહરની ઈશાની પડે તો ઇશાની વીગેરે, અને મગરીબની નમાઝ ત્રણ રકાત છે તો તે નમાઝ પણ ઝોહરની પ્રમાણે પડે પણ જે વખતે ત્રીજી રકાતના બન્ને સીજદા પુરા થાય તો બેસીને તશહુદ અને સલામ પડીને નમાઝ તમામ કરે.



## નમાઝના જરૂરી મસાએલનું બયાન.



જાણવું જોઇએ કે ઉપર લખ્યા પ્રમાણે પાંચ વખતની નમાઝ પડી શકાય છે પણ તેમાં કેટલોક ફેરફાર છે તે નીચે મુજબ.

ઝોહર અને અસરની પહેલી બંને રકાતમાં અલહમદો તથા કુલહો વલ્લાહનો સુરો અને ત્રીજી ને ચોથી રકાતમાં અલહમદો અ-

થવા "તસબીહાતે અરબાઅ" જે પડે તે આસ્તે પડે એટલે આવાજ ન નીકળે જેમ કોઇ છાની વાત એક બીજાના કાનમાં કહે છે તેમ પડવું.

અને તે શીવાય બીજી ચીજો અને બને સુરાની બીસમીલ્લાહ એ સરવેમાં ઈખતીયાર છે-જોઇએ તો આવાજથી પડે જોઇએ તો આસ્તે પડે.

અને સુબહની તથા મગરીબ અને ઇશાની એ ત્રણે નમાઝમાં પેહલી બન્ને રકાતમાં બન્ને સુરત આવાજથી પડવી વાજીબ છે અને મગરીબ અને ઇશાની ત્રીજી અને ચોથી રકાતમાં અલહમદોના સુરત અથવા "તસબીહાતે અરબાઅ" જે પડે તે આસ્તે પડે ને સીવાય સુબહ અને મગરીબ અને ઈશા એમાં પણ બકાની ચીજોમાં ઇખ તીયાર છે જોઇએ તો આસ્તે પડે જોઇએ તો અવાજથી પડે એ મરદો માટે હુકમ છે, પણ ઓરતો માટે હુકમ છે કે નમાઝમાં જે ચીજ મરદ આસ્તે પડે તે પણ આસ્તે પડે પણ જે ચીજ મરદને અવાજથી પડવાનો હુકમ છે તેમાં ઇખતીયાર છે કે જોઇએ તો આસ્તે પડે અને અગર "નામહરમ" ન સાંભળતો હોય તો જોઇએ તો અવાજથી પડે, અને એહતીયાત એ છે કે હરહાલમાં આસ્તે પડે ત્રીજી રકાતમાં અલહમદોની બીસમીલ્લાહ પણ ઓરતો મરદો માટે આસ્તે પડવી જોઇએ.

તમામ નમાઝમાં પહેલી અને બીજી રકાતમાં સુરાઓની બીસ મીલ્લાહ મરદો માટે આવાઝથી પડવી સુન્નત છે બલકે ઇમાનદારીની નીશાની છે, નમાઝની નીય્યત કર્યા પછી કાંઇ પણ ખાવું પીવું નહીં હસવું બોલવું કે રોવું નહીં અને કીબ્લા સામેથી આડુઅવળું ફરી

જવું નહીં હાથ બાંધીને નમાઝ પડવી નહીં, અલહમદના સુરા પછે "આમીન" કહેવું નહી, નમાઝ પડતા પડતા અગર વઝુ તુટી જાય તો નમાઝ બાતીલ થાય છે માટે ફરીથી વઝુ કરીને નમાઝ પડવી.



## નમાઝને તોડવાવાળી કેટલીક ચીજો.



૧—નમાઝ પડતા પડતા ઝાઝીવાર ચુપ રહેવું કે જેથી નમાઝની સુરત બગડી જાય, ૨—ખડખડ કરીને જાણીને હસવું, ૩—જાણીને બોલવું, ૪—જાણીને દુન્યાના કામ માટે અવાજથી રોવું, ૫-૬-તકીયા વગર હાથ બાંધીને નમાઝ પડવી અને અલહમદોની સુરાબાદ આમીન કેહવું, ૭-કીબલા તરફથી ફરી જવું, ૮-૯—ખાવું પીવું, ૧૦-હવા નીકળવી બલકે જેટલી ચીજ વઝુ ગુસલ અને તયમ્મુમને તોડે છે તેટલી ચીજ નમાઝને પણ તોડે છે.



## મય્યીતના ગુસલ દફન વીગેરેનું બયાન.



જે વખતે કોઇ બીરાદરે મોઅમીન ગુજરી જાય તો ખુદાના હુકમ પ્રમાણે ગુસલ આપવું વાજીબ છે તેથી ઉલટું આપવાથી ગુનાહ થાય છે માટે બરાબર ધ્યાન રાખી નીચે મુજબ ગુસલ આપવું, મય્યીતને ત્રણ ગુસલ આપવા વાજીબ છે પેહલે બોરડીના પાંદડાં બીજું કાફુરનું ત્રીજું ખાલીસ પાણીનું.

મઇય્યીતના અંગમાં કોઇ જાતની નજાસત (નાપાકી) હોય તો બે વખત ધોઇને પાક કરે પછી પાણીમાં બોરડીના થોડા પાંદડાં નાંખીને ચોળે એટલે તે બોરડીના પાંદનું પાણી થયું, પછી જે જે ગુસલ આપે તે નીય્યત કરે કે આ મઇયીતને ગુસલ આપુ છું બોરડીના પાંદનું "કુરબતન એલલ્લાહ" પછી આપણે ગુસલ કરવાનું જેમ ઉપર બયાન થયું તેજ પ્રમાણે મઇયીતને ગુસલ આપે કે પેહલે ગરદન અને માથું બરાબર ધોવે કે કોઇ જગો કોરી ન રહે અને ગરદનથી જરા નીચેના ભાગમાં વધારે ધોવે પછી જમણી બાજુનું અરધું અંગ ખભાથી તે હાથ અને પગના તળીયા સુધી બરાબર ધોવે કે જરા પણ બાકી ન રહે પછી ડાબી બાજુનું અરધુ અંગ ધોવે અને જમણી અને ડાબી બાજુ ધોતી વખતે શરમની જગો અને ફરીને ધોવે, એ મુજબ ધોવાથી એક ગુસલ તમામ થયું.

પછી બીજુ પાણી લઇને તેમાં સેજ કાફુર નાંખીને ચોળવું કે તે કાફુરનું પાણી થયું પછી નીય્યત કરે કે આ મઇય્યીતને ગુસલ આપું છું કાફુરના પાણીનું "કુરબતન એલલ્લાહ" પછી જેમ બોરડીનું ગુસલ આપ્યું તેમજ કાફુરનું ગુસલ આપે પછી ખાલીસ પાણી એટલે તેમાં કાંઇ પણ નાંખેલું ન હોય તે પાણી લઇને નીય્યત કરે કે આ મઇયીતને ગુસલ આપુ છું ખાલીસ પાણીનું કુરબતન એલલ્લાહ પછી બંને ગુસલની મુજબ ગુસલ આપે તો મઇયીત પાક થઇ જાય છે.

---

# કફનનું અને હુનુતનું બયાન.

—*—

મય્યીતને ત્રણે ગુસલ આપવા પછી કાફુરને ચોળાને ઝીણું ક રવું અને કપાળ, બન્ને હથેળી. બંને ગોઠણ અને પગના બન્ને અંગુઠા એ સાત ભાગપર કાફુર ચોળવું.

પછી કફન પેહરાવવું કફનમાં પેહલે લુંગી પેહરાવવી અને લુંગી ડુંટીથા તે ગોઠણ સુધી પોહોળા હોવી જોઇએ, અને લાંબા તો બરાબર બંધાઇ શકે એટલા હોવી જોઇએ.

પછી પેહરાન પહેરાવવું અને પહેરાન ખભાથી તે પગની અડધી પીંડી સુધી લાંબુ હોય તો બસ છે, પછી ચાદર પેહરાવે ચાદર એટલી પહોળી હોય કે તમામ અંગ ઢંકાય અને લાંબા એટલી હોય કે બન્ને તરફ બાંધી શકે.



# મય્યીતની નમાઝનું બયાન.

મય્યતને કીબલાની તરફ એવી રીતે સુવાડી દેકે નમાઝ પઢનારની જમણી બાજુએ તેનું માથું હોય અને અફઝલ એ છે કે અગર મર્દની મય્યિયત હોય તો નમાઝ પડનાર મય્યતની કમરની બરાબર રહે, અને અગર ઓરૈતની મય્યત હોય તો તેની છાતીના બરાબરમાં ઉભો રહે અને એટલો જનાઝાની નજદીક ઉભો રહે કે અગર તેનું કપડું હવાથી ઉડે તો તે જનાઝાને અડી શકે, અને આ

નમાઝ માટે વઝુ ગુસલની જરૂરત નથી પણ સુન્નત છે, અને તે નમાઝની ટુંકમાં ફેરીત એ છે કે પહેલાં નીય્યત કરે કે " હું આ મૈયત ઉપર નમાઝ પડું છું વાજીબ કુરબતન એલલ્લાહ " તે પછી તકબીર એટલે " અલ્લાહો અકબર " કહીને આ પડે.

અશહદો અન લાએલાહ ઇલ્લલ્લાહો અશહદો અન્ન મોહંમ્મદને રસૂલુલ્લાહ

તે પછી બીજી તકબીર કહીને આ મુજબ પડે "અલ્લાહુમ્મ સંલ્લે અલા મોહંમ્મદિને વઆલે મોહંમ્મદ" તે પછી ત્રીજી તકબીર કહીને આ મુજબ પડે "અલ્લાહુમ્મગફિરે લિલ મોઅમેનીન વલ મોઅમેનાત" પછી ચોથી તકબીર કહીને આ મુજબ પડે

અલ્લાહુમ્મ ગફિરે લેહાઝલ મય્યિત.

તે પછી પાંચમી તકબીર કહે એટલે નમાઝ તમામ થઇ, અને અગર ઓરતની મય્યત હોય તો "લે હાઝલ મય્યીત" ના બદલે "લેહાઝેહીલ મય્યિત" કહે, અને અગર છોકરાની મય્યત હોય અને માં બાપ મોઅમિન હોય તો ચોથી તકબીરની બાઅદ આ મુજબ પડે.

**અલ્લાહુમ્મજ્અંલંહો લેઅબવયંહે સલફંને વ ફરતંને વ અજંરા** અને અગર બાપ મોઅમીન હોય અને મા મોઅમેના ન હોય તો આ પ્રમાણે કહે,

**અલ્લાહુમ્મજ્અંલ્હો લેઅબીહે વલના સલફંને વફરતંને વઅજંરા** અને અગર બાપ મોઅમીન ન હોય અને મા મોઅમેના હોય તો **લેઅબીહે** શબ્દના બદલે **"લેઉમ્મેહિ"** કહે, અને છોકરીના મઈયત હોય તો **"અબવયંહે"** એ શબ્દને બદલે **'અબવયહા'** અને **"અબીહે"** શબ્દના બદલે **"અબીહા"** અને **ઉમ્મેહિ** શબ્દના બદલે **"ઉમ્મેહા"** કહે.



## દફન કરવાનું બયાન.



વાજીબ છે કે મઈયતને જમીનમાં દફન કરે એવી રીતે કે બદબો બાહેર આવી ન શકે, અને કોઈ જનાવર ખોદી બાહેર કાઢી

ન શકે અને કબરમાં એવી રીતે સુવરાવે કે મઇયીતનું જમણું પડખું નીચે આવે અને કીબલા સામે મોઢું રહે પછી દફન કરી આપે.

# મઇયીતને લગતાં કેટલાંક મસાએલ.

મય્યીતને ગુસલ આપવાવાળો મોઅમીન હોવો જોઇએ ગુસલનું પાણી પાક હોવું જોઇએ, અને રજા સીવાય પરાયું પાણી ન હોવું જોઇએ.

મય્યીતને ગુસલ આપનાર મરદ માટે મરદ અને ઓરત માટે ઓરત હોવી જોઇએ.

ત્રણ વરસની છોકરીને મરદ; અને ત્રણ વરસના છોકરાને ઓરત ગુસલ આપી શકે છે.

ઓરત પોતાના ધણીને અને મરદ પોતાની ઓરતને ગુસલ આપી શકે છે તે શીવાય મહરમ મહરમને આપી શકે છે,

ગુસલ કફન દફન વીગેરે માટે મઇયીતના "વાલી" (વારીસ) કે જેની રજા લેવી જરૂર છે તેની રજા લેવી જોઇએ તેની રજા શીવાય કોઈ કામ ન કરે, પણ અગર આપણને ખાત્રી હોય કે તે રાજી છે તો પછી રજા ન લઇએ તો હરકત નથી.

મય્યીતની બાદ સારા સારા કામ કરવા સખાવત કરવી વીગેરે અને તેનો સવાબ તેના રૂહને બક્ષી આપવામાં બન્નેને ઘણો સવાબ છે.



# ફાતેહા અને ઝીયારત વીગેરે.



જાણવું જોઈએ કે કોઇ ગુઝરી જાય તેના માટે તેમજ કાંઇ પકાવીને તે વેંહચતી વખતે ફાતેહા પડાય છે, તો અસલ ફાતેહા અલહમદના સુરાનું નામ છે, અને અલહમદનો સુરો વી૦ પડીને મરનારની રૂહને તેનો સવાબ બખશી આપવામાં તે પડનારને તેમજ મરનારને સવાબ થાય છે, તો ફાતેહા પડો એટલે અલહમ્દનો સુરો પડો થયું. અને કુરઆન દોઆ જેટલું વધારે પડે તેટલો વધારે સવાબ છે તેથી કોઇ ફાતેહામાં અલહમ્દનો ઇન્ના અનઝલનાનો કુલહો વલ્લાહનો સુરો અને સલવાત પડેછે, પણ ફાતેહાથી મતલબ ઉપર બયાન થયો તે છે, કબ્રસ્તાનમાં જવું તો ત્યાં ફાતેહા પડવા તેથી પણ એજ ઉપર મુજબ સમજવું.

જાણવું જોઇએ કે ઇનસાન મરીગયા પછી જીવતા રહેલાઓથી કારેખૈરની આશા રાખેછે કે તેના વાસ્તે નમાઝ વી૦ પડીને સવાબનો હદીયો મોકલતા રહે કેમકે તે વખતે તે બિચારાથી કાંઇ પણ કામ થઇ શકતુ નથી, અને લાઝીમછેકે ખાસ કરીને માબાપ માટે જરૂર કારેખૈર કરે કેમકે અવલાદ ઉપર તેઓનો હક ઘણો છે. હદીસમાં આવ્યું છે કે અગર માબાપ નારાઝ હોય તો ફરઝંદ જન્નતની ખુશબુથી પણ મહરૂમ રહેશે જો કે જન્નતની ખુશબુ પાંચસો વરસના રસ્તેથી આવે છે અને હદીસમાં વારીદ થએલું છે કે હયાતીમાં કેટલીક વખત માબાપ રાજી રહે છે પણ મરવાની બાઅદ અગર તેઓ માટે કારે ખયર ન કરે તો નારાઝ થઇ જાય છે, અને કેટ-

લીક વખત એમ પણ બને છે કે અગર હયાતીમાં નારાઝ થઇને મરણ પામ્યા હોય પણ જ્યારે તેઓ માટે કારેખયર કરવામાં આવે છે ત્યારે તેઓ રાજી થઈ જાય છે, માટે આપણાથી રાજી રહી મર્ણ પામ્યા હોય તોપણ જરૂર છે કે આપણે તેઓ માટે નેક અઅમાલ બજાવી લાવીયે કેમકે નારાજ થઈ જવાનો ખૌફ રહે છે, અને અગર ખુદા ન કરે આપણાથી નારાજ થઇને મર્ણ પામ્યા હોય તો વાજીબ અને લાઝીમ છે કે તેઓ માટે એવા સવાબના કામ કરે કે તેઓ રાજી થઇ જાય. જાણવું જોઇએ કે કારેખયર માત્ર રૂપીયાથીજ થતું હોય તેમ નથી બલકે હાથ પગ અને જીભથી પણ થઇ શકે છે કે નમાઝ રોઝા અને ઝીકરે ખુદા પડીને તેનો સવાબ મઇયતને બક્ષી આપે, અને મઇયત માટે જે જે કારેખયર કરવામાં આવે છે તેનો સવાબ મઇયતને અને તેના કરનાર બન્નેને મળે છે, અને કેટલાક સવબ એવા છે કે અગર મઇયત ઉપર અઝાબ થતો હોય તો ઓછો થઇ જાય છે, બલકે કેટલાંક કામ એવાં છે કે મઇયત જહન્નમી હોય તો જન્નતી થઇ જાય છે માટે હે! બીરાદરે ઇમાની પોતાના મુરદાઓ ઉપર દયા લાવો અને જેમ બને તેમ તેઓ માટે નેક કામ બજાવી લાવો કેમકે આપણે પણ એક દીવસ મરવું છે, અગર આપણે બીજાઓ માટે કાંઇ નેક કામ કરીશું તો આપણને પણ કોઇ યાદ કરશે અને આપણા ઉપર રહમ કરશે.

નમાઝે વહશત કે જે મઇયતના હદીયા તરીકે મશહુર છે તે બેહતર એ છે કે મરે તેજ દીવસે મગરેબ અને ઇશાની વચ્ચે પડે કે મશહુર અને ચલુ પણ એમજ છે, અગર વહશતની નમાઝને મગરીબ અને ઇશાની વચ્ચે નપડી શકે તો દફનની રાતરે જ્યારે ચાહે

ત્યારે રાતના છેલ્લા ભાગ સુધી પડી શકે છે. નમાઝે વહશત પોતે પડે અથવા બીજા પાસે પડાવે બન્નો જાયઝ છે. મઇયતના હદીયાની નમાઝ સુન્નત છે પણ પૈસા લઇ પડે તેના ઉપર વાજીબ છે. નમાઝે વહશતનો તરીકો એ છે કે વહશતની બે રકઅતની પહેલે નીયત કરે કે નમાઝે વહશત પડું છું કુરબતન એલલ્લાહ, પછી અલહમ્દનો સુરો પડી આયતુલ કુરસીને "હુમફીહા ખાલેદુન" સુધી એક લખત એહતેયાતન પડે અને બીજી રકઅતમાં સુરએ અલહમ્દની બાઅદ દસ વખત સુરએ "ઇન્ના અનઝલનાહો" બિસમિલ્લા સહીત પડે, અને નમાઝ તમામ કરીને સલવાત પડીને તેનો સવાબ મઇયતની રૂહને બક્ષી આપે.

જ્યારે કોઇને ત્યાં મઇયત થાય ત્યારે મકાનવાળા અને આડોશી પાડોશીઓ ઉપર સુન્નત છે કે જેને ત્યાં મઇયત થઇ હોય તેને ત્યાં ત્રણ દીવસ સુધી ખાણું પકાવીને લઈ જાય અને તેને દીલાસો આપીને સબર કરવાનું કહે કે તેમ કરવું મહા મોહટા સવાબનું કારણ છે, અને લાઝીમ છે કે મઇયતની બુરાઇને કદી બયાન કરે નહીં, અને ઓરતને લાઝીમ છે કે અગર શવહર ગુજરી ગયો હોય તો ચાર મહીના અને દસ દીવસ સુધી વફાતનો ઇદ્દો અને સોગ રાખે કેમકે તે મુદ્દતમાં બીજો નીકાહ કરવો અને શણગાર સજવો અને ઉમદા પોશાક કે જે શણગારમાં દાખલ છે તે પહેરવો હરામ છે, બલકે જેટલી બાબતો શણગારનું કારણ હોય તે જાણી જોઇને કરવી જેમકે ચુડીયો પ્હેરવી અને મેંહદી અને સુરમો લગાડવો અને મિસ્સી ઘસવી અને રંગીન કપડાં પહેરવા અને ખુશબુ અને તેલ લગાડવું જેમકે ઝઅફરાન બલકે હરએક ખુશબુનું સુંઘવું વીગેરે

હરામ છે અને જે ખાણામાં ખુશબો હોય તે ખાણુ પણ ન ખાય અને કોઇ પણ જાતનું ઘરાણું ન પહેરે એટલે સુધી કે ઇદ્દો ખ-લાસ થાય, પણ ન્હાવું ધોવું અને કાંશકી કરવી અને સારા બીછાના ઉપર બેસવું અને મોહટા મોહટા મકાનોમાં રહેવું હરામ નથી અને એવી રીતે પોતાનાં બાલ બચ્ચાં અને નોકર ચાકરોને શણુગારવા હરામ નથી અને જરૂરના વખતે જેમકે આંખોના દુખાવા વી૦ ના કારણથી સુરમો લગાડવો જાયઝ છે પણ બેહતર એ છે કે દીવસના લુછી નાંખે.

વફાતનો ઇદ્દો ચાર મહીના દસ દીવસથી ઓછો અથવા વધારે નથી પણ જે વખતે ઓરત હામેલા હોય અને ઇદ્દાની મુદ્દત સુધીમાં બચ્ચું જન્મ ન પામે તો જ્યાં સુધી બચ્ચુ જન્મ પામે ત્યાં સુધી ઇદ્દો કાયમ રાખવો વાજીબ છે. સાહેબે મુસીબતે મોંહ ઉપર તમાચા મારવા વીખોડીયા ભરવાં વાળ તોડવા વીશે મશહુર કોલ પ્રમાણે એ બાબતો જાણીને અને ઇખ્તીયારથી કરવી હરામ છે, પણ બાપ અને ભાઇના ગમમાં હરામ હોવું સાબીત નથી. મઇયત ઉપર રડવામાં કાંઈ હરકત નથી જોઇએ તો આહીસ્તા રોવે અને જોઇએ તો અવાજથી રોવે, પણ ખુદાની શીકાયતના શબ્દો જબાન ઉપર જારી ન કરે અને ખુદાએતઆલાની કઝા ઉપર રાજી રહેવાથી ઉલટું થાય એવી બાબત જાણીને ઇખ્તીયારથી ન કરે.

માતમદારી માટે ગમે તેટલા દીવસ બેસે જાયઝ છે પણ કોઈ સવાબના કામ શીવાય ખાલી માતમદારી કેટલાક આલીમોના કોલ પ્રમાણે એક દીવસથી વધારે રાખવી મકરૂહ છે પણ નેક કામ જેમકે કુરઆન ખાની અને મજલીસ કરે તો જેટલી વધારે મજલીસ

થશે તેટલો વધારે સવાબ મળશે. આઇમ્મએ માઅસુમીન અને ખુ-સુસન જનાબે સય્યદુશ્શોહદા રૂહીલહુલ ફિદાની મુસીબતમાં રોવું અને નવહા અને ગીરયાઓ ઝારી કરવી માથુ અને છાતી કુટવી માતમ કરવું માથા ઉપર માટી નાંખવી અને શણુગારની બાબતો તરક કરવી માતમી લીબાસ પહેરવો સ્વાદીષ્ટ ચીજો ખાવી તજી દેવી ગીરેબાન ચાક કરવું માથું અને પગ ખુલ્લાં રાખવાં વીગેરે બાબતો જાયઝ છે બલકે મુસ્તહબ છે અને બેહદ સવાબ મળશે બલકે આશુરાને દીવસે કેટલાંક કામ જેવાં કે શણુગાર તજી દેવો લાઝીમ છે અને અગર શણુગાર કરે અને ગમીના બદલે ખુશી કરે તો તે અહલેબેતના દુશ્મનોમાં દાખલ છે. બલકે કેટલીક બાબતો અઝાદારીના શરતોમાં દાખલ છે જેમકે તફસીલવાર મહીજુંલ અહ-ઝાને ફાઝીલે યઝદી અને બેહાર વીગેરેમાં મજકુર છે.

ગુરૂવારે અને શુક્રવારે મોઅમેનોની કબરો ઉપર ફાતેહા પડવા માટે જવું મુસ્તહબ છે, અગરચે દરેક જગ્યાએથી ફાતેહા પડવાનો સવાબ મોઅમેનીનની અરવાહોને પહોંચી શકે છે પણ કબ્રસ્તાનમાં જઇને ફાતેહા પડવાનો ઘણો સવાબ છે, અને જયારે કબ્રસ્તાનમાં દાખલ થાય ત્યારે આ પ્રમાણે ઝીયારત પડે.

**અસ્સલામો અલયકુમ યા અહલ-દ્દયારે મિનલ્‌મુઅમિનીન વલ મોઅમેનીન, વરહ-મતુલ્લાહે વબરકાતોહૂ અન્તુમ લના સ-લફુન વનહનો લકુમ તબઉન ઇન્નશાઅલ્લા-**

## હુલ્લે મુસ્તકદ્દેમીન મિન્કુમ્ વલ્લે મુસ્ત-એખ્ખેરીન ઇન્નાલિલ્લાહે વઇન્ના એલ્લ-યેહે રાજેઊન.

અને જે શખસ બીરાદરે મોઅમિનની કબર ઉપર સાત વ-ખત ઇન્ના અનઝલનાનો સુરો પડે તો તે કયામતના ખોફથી બેખોફ થશે અને તેને અને કબરની અંદરના મોઅમીનને ખુદાએતઆલા બક્ષી આપશે.

લ૦ હાજી ગુલામઅલી હાજી ઈસમાઇલ ભાવનગરી હાલ અમ-દાવાદીની અરજ અગર કોઇ જગો ભુલ જોવાગાં આવે તે સુધારીને સવાબમાં દાખીલ થવું.

---

માહે ઝીલહજ. સન ૧૩૨૨ હી. } **તમામશુદ.** { માહે ફેબરવારી. ૧૯૦૫ ઇસવી.



# ઈસ્લામી કીતાબો વી૦ નું ટુંક લીસ્ટ.

**૧ કુરઆને શરીફની** ઉમદા તફસીર અસલ અરબ્બી ખુશનુમાં આયતો તેની પાછળ તેજ આયતો ગુજરાતી શોભીતા મોટા હરફમાં તથા તરજુમો તે પછી તફસીર તાવીલ વી૦ વી૦ થી ભરપુર મોટા ૨૬૦૦ પેજમાં કે જે રોયલ ૮ પેજી ૫૨૦૦ પેજ થયાં તેના દસ દસ સીપારાના ૩ ભાગ છે. પાકા પુંઠા સાથે પોસ્ટેજ રજીસ્ટર સુધ્ધા દરેક ભાગના રૂ ૧૦)= ત્રણે ભાગના રૂ ૩૦ા= આફ્રીકા વી૦ માટે પાંચ ભાગ કર્યા છે પોસ્ટેજના તથા એ પુંઠાના રૂ. ૪ાા વધારે કુલ રૂ. ૩૪ાા= હીંદુસ્તાનના પાંચ ભાગના રૂ. ૩૧ાાા=

**૨ અમ્માનો પારો**—જેની અંદર ૩૭ સુરા છે, પહેલે અરબ્બી ખુશનુમા હરફોમાં આયતો અને તેની પાછળ તેજ આયતો ગુજરાતી મોહટા શોભીતા ટાઇપમાં તેની નીચે ગુજરાતીમાં તરજુમો અને તે પછી તેની તફસીર છે હદીયો રૂ ૧ાા પોસ્ટેજ ૦)≡ આફ્રીકાના ૦ા=

**૩ હદીકએ શહાદત** જેમાં ઉરદુ શીરીન ભાષા ગુજરાતી મોટા હરફમાં ૪૦ મજલીસો છે પાકા પુંઠાની મોટા કદની છે. કીંમત રૂ ૧ાા પોસ્ટેજ ૦)= આફ્રીકાના૦ા ઉંચા કાગળ વાળીનો રૂ ૧) વધારે.

**૪ રાહેનજાત** માસીક ચોપાન્યુ ઉમદા ઉમદા દીન ઈસ્લામની બાબતો હીકાયતો હદીસો કીસ્સા વી૦ થી ભરપુર ૩૨ પેજમાં નીકળે છે જેનું ૧૩ મું વરસ ચાલે છે વરસ ૧ ના અગાઉથી રૂ ૨)

**૫ નુરેઈમાન** એ માસીક ચોપાન્યું ઇમામે હુસયન અ૦ ની મુસીબતની રીવાયતો મરસીયા તથા સલામ વી૦ તથા મોઅજીઝા ૫ઝાએલ વી૦ ૩૨ પેજમાં ૧૧ મું વરસ ચાલે છે, વરસે રૂ ૧) આફ્રીકા રૂ ૧)≡ રાહેનજાત ન લીએ તેનો રૂ૦ા વધારે.

**૬ બાહરેગમ** જેમાં જુદા જુદા શાએરોએ બનાવેલા **૧૦** મરસીયા

ચુંટીને મોટા હરફમાં છાપ્યા છે ૬૮ પેજની કીતાબ છે કીંમત ચાર આના પોસ્ટેજ ૦)॥ **૭** રાહેનજાત ૪ થી કીતાબ ૩૧) **૮** રાહેનજાત ૫ મી કીતાબ ૩૧) **૯** રાહેનજાત ૯ મી કીતાબ ૩૧)

**૧૦ અહવાલુન્નીસા** ખાસ ઓરતોના અહવાલમાં કીસ્સા હીકાયતો મસાએલ વી૦ની પોરસ્ટેજ સુધાં રૂ ૧।≈ આફ્રીકા વી૦ નો રૂ ૧॥

**૧૧ દુરરેએબહા** પંજેતને પાક નવ ઇમામ મળી ૧૪ માઅસુમ અ૦ ના અહવાલની પોરસ્ટેજ સુધાં રૂ ૧।≈ આફ્રીકા વી૦ રૂ ૧॥

**૧૨ મખઝનુલ મસાએલ** જેમાં ખુદાની વહદાનીયત, સાએતી અદાલત, ઇમામત, નબુવ્વત, ઇલમ વઝુ, ગુસલ નમાઝ, રોઝા હજ ઝકાત, ખુમસ, તથા મઇયતને લગતી કફન, દફન, ગુસલ જનાઝા વી૦ વી૦ ની બાબતો ઉંચા કાગળ વાળીને રૂ ૧) હલકા કાગળ વાળીને રૂ૦॥ પોરસ્ટેજ ૦)≈ આફ્રીકાના રૂ૦। કાચા પુંઠાવાળી રૂ૦॥≈

**૧૩ ગુલ્ઝારે કરબલા** જનાબે ઇમામે હુસયન અ૦ ના નુરથી તે તેઓની શહાદત સુધીનો અહવાલ કીં૦ રૂ૧। પોરસ્ટેજ ૦)≈આફ્રીકા રૂ૦।

**૧૪ ઝાદુલઆખેરત** ૧૦ મજલીસની રૂ૦॥≈ આફ્રીકાના રૂ ૦॥

**૧૫ માઆપના હકની** કીતાબ રૂ ૦।

**૧૬ સઝાએઝુલમ** મુખ્તાર વી૦ ખુનનો બદલો લીધાનોઅહવાલરૂ૦।

**૧૭ નહરેગમ** ૭૫ નવહા ૧૦ સલામ પાંચ મુનાજાત દોરૂદ વી૦ વી૦ રૂ ૦।૦॥ આફ્રીકાનો રૂ ૦।- જુની આવૃતી રૂ ૦॥

**૧૮ બોલાહુર અને ચુઝાસુફનો** રસીક કીસ્સો રૂ ૦।

**૧૯ મફાતીહુલ જીનાન** મસાએલની ઉરદુ હરફ અને ઉરદુ ભાષામાં ૦।≈॥ આફ્રીકા વી૦ ના રૂ૦॥≈

**૨૦ તમાંમઅનસારીનો** રસીક કીસ્સો રૂ૦।

**૨૧ તવરેતના ૪૦ સુરાનો** તરજુમો ૦)≈ પોરસ્ટેજ ૦)॥